# પ્રસ્તાવના.

સુજ્ઞ મહાશયો,

આ લઘુ પુસ્તકને પ્રસ્તાવનાની કાંઇ જરૂર તો છેજ નહિ, પરંતું બે બોલ લખું છું તે કૃપા કરીને વાંચવા તસ્દી લેશોજી.

ભૂગોળવિદ્યાનાં મૂળતત્વ ભાગ ૧ લામાં ગૂજરાતના ચાર જિલ્લાની તાલુકાવાર હકિકત આપેલી છે. પણ પંચમહાલ જિલ્લાના ફક્ત તાલુકાને મહાલ ટૂંકામાં બતાવી વિશેષ હકીકત આપી નથી; તેથી શીખનાર-શીખવનાર બંનેને ઘણી હરકત દૂર કરવાની ઇચ્છાથી શીખનાર-શીખવનારને સુગમતા પડે તેવા હેતુથી આ પુસ્તક રચવાની મેં કોશીશ કરી છે.

આ ચોપડીને અત્રેના મે. હેડ પાદરી હાના સાહેબે કેટલીક કીંમતી મદદ આપવા સૂચવવાથી છપાવી પ્રગટ કરવામાં આવી છે, ને તેવીજ રીતે આપ સર્વે બનતી મદદ આપશો એવી આશાછે.

આ ચોપડી સંબંધી યોગ્ય ભૂલ કે વધારા ઘટાડા માટે કોઇ તરફથી સૂચના મળશે તો પ્રસંગોપાત દાખલ કરવામાં આવશે.

આ ચોપડી શીખવવા સંબંધી કાંઇ અત્રે લખવાની જરૂર છે નહિ, કેમકે ભૂગોળ ભાગ ૧ લામાં તથા શાળાપત્રમાં એ હકિકત આવેલી છે. માટે તે મુજબ શીખવવું. ભૂગોળની પેઠે આમાં પણ ત્રણ પાયરીના અક્ષરો રાખવામાં આવ્યા છે જેથી શીખવનારને સુગમ પડે.

દોહદ-રામનવમી
સંવત ૧૯૫૯.
તા. ૬-૪-૧૯૦૩.

લી. વિદ્વજન કૃપાભિલાષી.
છગનલાલ નારણદાસ નરખી.
કર્તા.

# પંચમહાલની સંક્ષેપ ભૂગોળવિદ્યા.

## *દિશાઓ.

દિશાઓ ચારછે. **૧ પૂર્વ, ૨ પશ્ચિમ, ૩ દક્ષિણ, ૪ ઉત્તર.** જે દિશામાં સવારે સૂર્ય ઉગે તેને પૂર્વ અથવા ઉગમણી દિશા કહેછે, જે દિશામાં સૂર્ય આથમે તેને **પશ્ચિમ** અથવા **આથમણી** દિશા કહેછે, પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ ભણીની **દક્ષિણ** દિશા અને ડાબા હાથ તરફની **ઉત્તર** દિશા જાણવી.

નકશા સામા ઉભા રહીને જોઇએ તો આપણા માથા તરફની તે નકશાની **ઉત્તર** દિશા, પગ તરફની તે **દક્ષિણ** દિશા, જમણા હાથ તરફની તે **પૂર્વ** દિશા અને ડાબા હાથ તરફની તે **પશ્ચિમ** દિશા જાણવી.

ખૂણાઓ ચાર છે. **૧ ઇશાન, ૨ અગ્નિ, ૩ નૈરૂત્ય, ૪ વાયવ્ય.** ઉત્તરને પૂર્વ દિશા વચ્ચેનો **ઇશાન** ખૂણો, પૂર્વ અને દક્ષિણ દિશા વચ્ચેનો **અગ્નિ** ખૂણો, દક્ષિણ અને પશ્ચિમ વચ્ચેનો **નૈરૂત્ય** ખૂણો તથા પશ્ચિમ ઉત્તર વચ્ચેનો **વાયવ્ય** ખૂણો જાણવો.

## આ ભૂગોળવિદ્યામાં આવેલા શબ્દોની વ્યાખ્યા.

જે સ્થળમાં ઘણી જાતના મળીને ઘણા લોકોનો જથ્થો, છાપરાં, ઘરાં, વગેરે બાંધીને રહેતો હોય તેને **ગામ** કહેછે.

જે મોટા ગામમાં મુસલમાનની વસ્તી ઘણી હોયછે તેને **કસ્બો** કહેછે.

---

* પ્રથમ નિશાળનો નકશો કાળા પાટિયાપર દોરી તેની દિશાઓ તથા ખૂણાઓ સમજાવવા, ને ત્યારપછી ગામની અને નકશા વગેરેની દિશાઓ તથા ખૂણાઓ સમજાવવા.

ઘણાં ગામ અને કસ્બાના જથ્થાને **તાલુકો** અથવા **મહાલ** કહેછે. ઘણા તાલુકાના જથ્થાને **જિલ્લો** કહેછે.

જમીનનો ભાગ થોડો ઉંચો હોયછે તેને **ડુંગર** અને જમીનનો ભાગ ઘણો ઉંચો હોય તેને **પર્વત** કહેછે.

ડુંગરો કે પર્વતોની વચ્ચેના નીચા પ્રદેશને **ખીણ** કહેછે.

પહાડો ઉપર આવેલા પ્રદેશને **ઉંચપ્રદેશ** કહેછે.

મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્ર અથવા કોઈ મોટી નદીને મળેછે તેને **નદી** કહેછે. જે જગ્યાએથી નદી નીકળે તે જગ્યાને નદીનું **મૂળ** અને જે જગ્યાએ મળે તેને નદીનું **મુખ** કહેછે.

જે જગ્યાએ કોઈ નાની નદી બીજી મોટી નદીને મળેછે તે જગ્યાને **સંગમ** કહેછે.

---

## પંચમહાલ જિલ્લાની સામાન્ય હકિકત.

આ જિલ્લામાં પાંચ મહાલ અથવા તાલુકા છે તે ઉપરથી આ જિલ્લાનું નામ **પંચમહાલ** પડ્યું છે.

આ જિલ્લો પ્રથમ સિંધીઆ સરકારને તાબે હતો તે વેળા માઠી દશામાં હતો, તેથી સિંધીઆ સરકારે સુધારવા સારૂ ઈંગ્રેજ સરકારને ઇ. સ. ૧૮૫૩ માં દસ વરસને પટે આપ્યો. પછી ઇ. સ, ૧૮૬૩ માં સિંધીઆ સરકાર સાથે મૂલક અદલ બદલ કરી ઇંગ્રેજ સરકારે જિલ્લો ખાલસા કર્યો. ને ગૂજરાતના ચાર જિલ્લા સાથે જોડી દેઇ એને પાંચમો જીલ્લો ઠરાવ્યો.

આ જિલ્લાનું એકંદર ક્ષેત્રફળ ૧૬૧૩ ચો. મૈલ તથા વસ્તી ૨૫૫૫૧૫ માણસની છે.

દેવગઢ બારીઆના રાજ્યવડે પંચમહાલના બે વિભાગ થએલા છે. (૧) **નૈરૂત્ય કોણનો** (૨) **ઇશાન કોણનો.**

**સીમા**—નૈરૂત્ય કોણના ભાગની ઉત્તરે લૂણાવાડા, સુંથ અને સંજેલી; પૂર્વે બારીઆનું રાજ્ય; દક્ષિણે ગાયકવાડનો મૂલક અને પશ્ચિમે ગાયકવાડનો મૂલક ને મહી નદી છે.

ઇશાન કોણના ભાગની ઉત્તરે કીરોલી અને કીશનગઢ; પૂર્વે માળવા અને બનાસ નદી; દક્ષિણે માળવા; તથા પશ્ચિમે સુંથ, સંજેલી ને બારીઆ છે.

**ડુંગર**—આ જીલ્લામાં મુખ્ય પાવાગઢનો ડુંગર છે તે આશરે ૨૭૩૫ ફુટ ઉંચો છે એની થડમાં અસલ ચાંપાનેર કરીને ઘણું મોટું શહેર હતું.

આ જિલ્લાની જમીન ટેકરાવાળી, વેરાન, ઉંચી, નીચી ને જંગલથી ભરપૂર છે. ખેડાણ લાયક પણ જમીન ઘણી છે. ખેતીની હાલત ઠીક નથી. ઇશાન ભાગ રસાળ છે.

**પંચમહાલની ભૂસ્તળ**—પંચમહાલના પૂર્વ તરફના ભાગમાં કાળી તથા મટોડાંની ભૂમિ કંઇ કંઇકજ છે પણ સપાટી ઘણું કરીને કંઇક પોચી, આછા રાતા કાંકરા સાથે ભલી છે, અને જમીન ખડકવાળી છે. એના પૂર્વ ભાગમાં વરસાદ કંઇક મોડો આવેછે. એ સિવાય તમામ ઋતુ નિયમીત છે. આ જિલ્લાની હવા ચોમાસાની અંતમાં રોગ પેદા કરેછે અને શિયાળામાં તાવનો ઉપદ્રવ વિશેષ ચાલેછે. ઉનાળામાં તાપ અને શિયાળામાં ટાઢ વિશેષ પડેછે. ઉનાળાની અને ચોમાસાની હવા યુરોપિયન લોકોને નબળા કરી નાખેછે. જંગલોમાં સાગ નામનું ઈમારતી લાકડું બહુ થાયછે તે પરદેશ ખાતે જાયછે. ખડકોના પથ્થર ઈમારત બાંધવાના કામમાં આવેછે.

આ જિલ્લાના ગોધરા અને કાલોલ તાલુકાનાં હવા પાણી સારાં ગણાયછે, અને હાલોલ, દોહદ અને ઝાલોદનાં નઠારાં ગણાયછે; પણ હવે સુધરવા લાગ્યાં છે.

**નદીઓ**—મહી એ માળવાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે. અને તે પંચમહાલને ખેડા જિલ્લાથી જૂદો પાડેછે. એ સિવાય પાનમ, હડફ, મેશ્રી ગોમા, કરડ, બરાડ, દેવ, અનાસ વગેરે નાની નદીઓ છે તે મહી નદીને મળેછે. ઉનાળામાં કેટલીક નદીઓનું પાણી સુકાઇ જાયછે.

**રાજ્યવહિવટ**—આ જિલ્લાનો રાજ્યવહિવટ કરનાર અધીકારીને કલેક્ટર કહેછે અને તે રેવાકાંઠા એજન્સીનો પોલીટીકલ એજંટ પણ કહેવાયછે. તે સરકારી ઉપજ ખર્ચનો હિસાબ રાખેછે. તેમના હાથ નીચે એક ડીપ્યુટી કલેકટર છે. તાલુકાનો વહિવટ કરનારને મામલતદાર કહે છે, અને પેટા તાલુકાનો વહિવટ કરનારને મહાલકરી કહે છે. જંગલ ખાતાની દેખરેખ સારૂ એક ડીવીઝન ફોરેસ્ટ ઓફીસર અને તેના હાથ નીચે એક આસિસ્ટંટ ડીવીઝન ફોરેસ્ટ ઓફીસર છે. અને તેમના તાબામાં દરેક તાલુકામાં રેન્જ ફોરેસ્ટ ઓફીસર છે. એ સિવાય ગુન્હા અટકાવવાને પોલીસ ખાતાના પોલીસ સુપ્રીટેંન્ડેન્ટ, વિદ્યા વધારવા માટે કેળવણી ખાતાના ડીપ્યુટી અને આસિસ્ટંટ ડીપ્યુટી એજ્યુકેશનલ ઇન્સપેકટર, સરકારી મકાન બંધાવવા તથા રીપેર કરાવવા સારૂ ઇજીનેર ખાતાના એકજ્યુકટીવ ઇજીનિયર વગેરે અમલદારોની કચેરી ગોધરામાં છે.

આ જિલ્લાનું મુખ્ય શહેર ગોધરા છે. અને ગોધરા તથા દાહોદ એ બંને કસ્બામાં મ્યુનિસીપાલિટી (સુધરાઇખાતું) છે.

આ જિલ્લામાં ત્રણ તાલુકા ને બે પેટામહાલ છે. સુગમ-

તાને સારૂ પેટામહાલનું વર્ણન જૂદા જૂદા તાલુકાની પેઠે કર્યુંછે,

| તાલુકા. | પેટામહાલ. |
|---|---|
| ૧ ગોધરા. | ૧ હાલોલ. |
| ૨ કાલોલ. | ૨ ઝાલોદ. |
| ૩ દોહદ. | |

કાલોલના પેટામાં હાલોલ અને દોહદના પેટામાં ઝાલોદ મહાલ છે.

રેલ્વે—આ જિલ્લામાં બી. બી. સી. આઇ રેલ્વેની આણંદથી ગોધરે જનારી શાખા ગોધરેથી દોહદ થઇ રતલામ જાય છે. જે ગોધરા રતલામ રેલ્વે કહેવાય છે. અને બીજી શાખા ગોધરેથી વડોદરે જવાની હાલ તૈયાર થાય છે.

પોષ્ટ ઓફીસ—આ જિલ્લામાં હાલ નવ પોષ્ટ ઓફીસો છે. ૧ ગોધરા ૨ વેજલપૂર, ૩ શહેરા, ૪ કાલોલ, ૫ હાલોલ, ૬ દોહદ, ૭ લીમડી, ૮ ઝાલોદ, ૯ હીમાલા.

નિપજ—બાજરી, મકાઇ, ઘઊં, રામતલી, ડાંગેર, ચણા, મહુડાં, સરશ્રવ, શણુ, સાગ, કઠોળ અને ઇમારતી લાકડાં.

---

## ગોધરા તાલુકો.

આ તાલુકામાં ૨૩૬ ગામ ને વસ્તી ૯૧૪૦૮ માણસની છે.

**સીમા**—પૂર્વે દેવગઢ બારીઆ; પશ્ચિમે મહી નદી; ઉત્તરે લૂણાવાડા, સંજેલી ને સુંથ અને દક્ષિણે કાલોલ તાલુકો છે.

**નદીઓ**—મહી, મેશ્રી, પાનમ, અને હડફ વગેરે.

**ગામ—ગોધરા,** એ મેશ્રી નદી ઉપર તેમાં ૨૦૯૨૧ માણસની વસ્તીછે. અને ત્યાં કલેકટર, આસિસ્ટંટ, કલેકટર, મામલતદાર, ડીવીઝન ફોરેસ્ટ ઓફીસર, સબૉર્ડીનેટ જડજ,

પોલીસ ઇન્સ્પેકટર અને ફોજદારની કચેરી છે. તથા દવાખાનું, લાયબ્રેરી, છાપખાનું, હાઇસ્કૂલ અને કન્યાશાળા છે. વસ્તીનો ઘણો ભાગ ઘાંચી લોકોનો છે. **શહેરા** એ કસ્બામાં ૨૩૧૮ માણસની વસ્તી છે, એ સિવાય **નદીસર, મહેલોલ, રતનપૂર, કાંટડી કાંકણપૂર ટૂવા, બગાડોળ** વગેરે મોટાં ગામ છે.

**રેલ્વેસ્ટેસનો**—ટીંબા, ટૂવા, ગોધરા અને ચંચેલાવ.

**વિશેષ હકિકત**—ટૂવા ગામ પાસે ઉના અને થંડા પાણીના કુંડ છે ત્યાં ફાગણ શુદ ૧૧ ને રોજ મેળો ભરાય છે.

**નિકાસ**—બાજરી, તલ, મહુડાં, મકાઈ, કઠોળ અને ડાંગેર વગેરે.

---

## કાલોલ તાલુકો.

આ તાલુકામાં ૬૮ ગામ છે ને વસ્તી ૩૯૮૭૨ માણસની છે.

**સીમા**—ઉત્તરે ગોધરા તાલુકો, પૂર્વે દેવગઢ બારીઆ, દક્ષિણે હાલોલ મહાલ, અને પશ્ચિમે પાંડુ મેવાસ તથા ગાયકવાડનો મૂલક છે.

**નદીઓ**—ગોમા અને કરડ.

**ગામ**—**કાલોલ** એમાં ૪૪૪૬ માણસની વસ્તી છે. તથા તેમાં મામલતદાર, અને ફોજદારની કચેરી તથા દવાખાનું છે. **વેજલપૂર** એમાં ૨૪૧૭ માણસની વસ્તી છે ને તેમાં રેન્જરની કચેરી છે, એ સિવાય **જંત્રાલ, દેલોલ ડેરોલ**

**બેટીઆ, મલાવ, સણુસોલી, એરાલ**વગેરે મોટાં ગામછે.

**વિશેષ હકિકત**— સણુસોલી ગામે ગોકળઆઠમે મેળો ભરાય છે. કેટલાંએક મોટાં ગામમાં બ્રાહ્મણ વાણિઆની વસ્તી છે. બાકીનો મોટો ભાગ કોળી કણબીની વસ્તી છે.

**મુખ્યનિકાસ**—બાજરી, ડાંગેર, શેરડી, મહૂડાં અને કઠોળ.

---

## હાલોલ પેટા મહાલ.

એમાં ૧૬૬ ગામ છે, ને વસ્તી ૩૩૮૨૩ માણુસની છે.

**સીમા**—ઉત્તરે કાલોલ, પૂર્વે દેવગઢ બારીઆ ને નારૂકોટ સંસ્થાન અને દક્ષિણે તથા પશ્ચિમે ગાયકવાડનું રાજ્ય છે.

**નદીઓ**—ઢાઢર (દેવ), વિશ્વામિત્રી, અને મીચી વગેરે.

**ડુંગર**—**પાવાગઢ** એ પર્વતના ઉંચા શીખરપર **મહાકાળી** માતાજીનું દેહેરૂં છે ત્યાં ચૈત્ર શુદ ૧૫ મે મેળો ભરાયછે અને શ્રાવણ શુદ ૮ ને રોજ મહોટો હવન થાયછે. એ ડુંગર પાસે દૂધીઉં નામે મોટું તળાવ છે.

**ગામ**—**હાલોલ** એમાં ૨૮૧૯ માણુસની વસ્તી છે તથા ત્યાં મહાલકરી, ફોજદાર, અને રેન્જરની કચેરી છે, આ ગામથી પાવાગઢ ત્રણ ગાઉ થાયછે. **કણજરી** એ ઠાકોરનું ગામ છે. એ સિવાય **વરસાડા, અરાદ, ગોરેજ, રૂસ્તમપૂરા, ઉજેતી, સોનીપૂર, ભમરીઆ** વગેરેમાં તાલુકદારો રહે છે.

**મુખ્ય નિકાસ**—બાજરી, મકાઈ, શેરડી અને કઠોળ વગેરે.

---

# દોહદ તાલુકો.

આ તાલુકામાં ૧૨૨ ગામ ને વસ્તી ૫૮૪૮૨ માણસની છે.

**સીમા**--ઉતરે ઝાલોદ મહાલ, પૂર્વે ઝાંબુવા, દક્ષિણે આ-લીરાજપૂર ને દેવગઢ બારીઆ સંસ્થાન, તથા પશ્ચિમે દેવગઢ બારીઆ સંસ્થાન છે.

**નદીઓ**--દધીમતી, ખાન અને કાલી વગેરે

**ગામ**—દોહદ એમાં ૧૪૦૦૩ માણુસની વસ્તીછે એમાં ડીસ્ટ્રીકટ ડીપ્યુટી કલેકટરની, મામલતદારની, સબજડજની, ફોજદારની અને રેન્જરની કચેરી છે. તથા એક દવાખાનું, લાયબ્રેરી, કન્યાશાળા ને ભીલ કોર્સ પલટણની નાની કાંપ છે. એ સિવાય ગરબાડા, ગાંગરડી, અભલોડ, નવાગામ, ટાંડા, કતવારા વગેરે મોટાં ગામ છે.

**રેલ્વે સ્ટેશન**--જેકોટ, દોહદ, બોરડી અને અનાસ.

**વિશેષ હકિકત**--આ તાલુકા તથા ગામનું નામ સાધારણ રીતે દાહોદ કે દેવદ બોલાયછે પણ ખરૂં નામ દોહદ છે. દોહદ એનો શબ્દાર્થ “બેહદ” એવો થાયછે અને ગૂજરાત તથા માળવાની હદ આ તાલુકા આગળ સંધાય છે. દોહદમાં શ્રાવણ વ. ૮ ને રોજ દધીમતી કાંઠે દૂધેશ્વર મહાદેવમાં મેળો ભરાય છે. દોહદના ખરાદી લાકડાની વખાણવા લાયક કારીગરીવાળી ચીજો બનાવેછે. અને દોહદ સિવાય બીજા ગામોમાં ભીલ નાયકડાની વસ્તી છે.

**પેદાસ**—ઘઊં, રામતલી, મકાઈ, ચણા, તલ સરશવ, શણ વગેરે.

૮૯૨

# ઝાલોદ પેટા મહાલ.

એમાં ૯૯ ગામ ને વસ્તી ૩૧૯૩૦ માણુસની છે.

**સીમા**—ઉતરે સુંથને વાંસવાડા, પૂર્વે અનાસનદીને કુ-શળગઢ, દક્ષિણે દોહદ તાલુકો અને પશ્ચિમે બારીઆ ને સંજેલી સંસ્થાન છે.

**નદીઓ**—માછણુ, કાળી અનાસ અને ટીટોડી વગેરે.

**ગામ-ઝાલોદ**-એમાં ૫૪૧૮ માણુસની વસ્તી છે ને

તેમાં મહાલ કરી, ફોજદાર અને રેન્જરની કચેરી તથા દવા-ખાનું ને લાયબ્રેરી છે.

**લીમડી**—એ ગામનાં મરચાં વખણાયછે. એ સિવાય કારઠ, બીલીવાણી, પેથાપૂર, ચાકલીઆ, અને ગરાડુ વગેરે મોટાં ગામ છે. બાજરવાડ એ ગામ પાસે પથ્થરની ખાણો છે તે પથ્થર પાણીઆરાં, ઓટલા વગેરેના ઉપયોગમાં આવે છે.

**વિશેષ હકિકત**—ઝાલોદ કસ્બા સિવાય આખા મહા-લમાં ભીલ. લબાના અને પટેલોઆની વસ્તી છે.

**નિકાસ—મકાઇ**, ઘઉં, ચણા, સણુ, તલ અને રામ-તલી વગેરે.



## પંચમહાલના કલેકટર સાહેબ અથવા રેવાકાંઠાના પોલીટીકાલ એજંટ સાહેબ બહાદુરની દેખરેખ નીચેનાં દેશી સંસ્થાનોનાં હકિકત

| નંબર. | દેશી સંસ્થાનનું મુખ્ય ગામ. | સંસ્થાનના તાબાનાં ગામ. | કોનું રાજ્ય. | શંસ્થાનની એકંદર વસ્તી, |
|---|---|---|---|---|
| ૧ | દેવગઢ બારીઆ | ૫૨૨ | રાજાનું | ૮૩૯૦૭ |
| ૨ | સુંથરામપુર. | ૧૮૮ | બાબીનું | ૨૭૦૫૬ |
| ૩ | વાડાશિનોર. | ૧૭૨ | બાબીનું | ૩૨૬૨૬ |
| ૪ | લૂણાવાડા. | ૧૩૧ | રાજાનું | ૩૪૦૭૯ |
| ૫ | નારૂકોટ (જાંબુઘોડા). | ૫૩ | રાજાનું | ૫૬૦૧ |

એ સિવાય નાદોદ, સંજેલી, કડાણા, છોટાઉદેપૂર, સંખેડા, મેવાસ અને પાંડુમેવાસ પણ રેવાકાંઠા એજન્સિના પોલીટીકલ એજંટ સાહેબ બહાદુરની દેખરેખ નીચેછે.

## જાહેર ખબર.

---

આથી સર્વે માસ્તર સાહેબો તથા સદ્‌ગૃહસ્થોને જણાવવામાં આવે છે કે આ ચોપડી કર્તા પાસેથી રોકડી કિમ્મતે કે વિ. પિ થી મળશે. સામટી ખરીદનારને કમિશન પુષ્કળ આપવામાં આવશે. પત્રથી ખુલાસો કરશો. નોડપેઈડ પત્ર લેવામાં નહિ આવે.

લી. વિદ્વજન કૃપાભિલાષી,

છગનલાલ નારણદાસ નરખી,

હે. મા. દોહદ મેઈન સ્કૂલ.